ૐ શ્રી

તત્સત પરમાત્મને નમઃ

# વલ્લભી પતી.

## નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

સ્વર્ગસ્થ સાક્ષરરત્નશ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી સંસ્થાપિત.

"શ્રી દેશી નાટક સમાજ" માટે

કીન [illegible]ર.

કવિ જી. એ. વૈરાટી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

હરગોવીંદદાસ જેઠાભાઈ શાહ.

માલીકઃ—શ્રી દેશી નાટક સમાજ.

સૂર્યપ્રકાશ થીએટર. સ્ટેશનરોડ—સુરત.

સંવત ૧૯૮૪.] [સને ૧૯૨૮.

આવૃત્તિ ૬ ઠ્ઠી. પ્રત ૨૦૦૦.

કીંમત રૂા. ૦-૪-૦

૧૪૨૦૩

તતસત્ પરમાત્મને નમઃ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ

# પાત્ર પરિચય–પુરૂષ વર્ગ

---

**શીલાદિત્ય**–જગદપાલક ભગવાન સૂર્યદેવનો બાલક વલ્લભીપતિ.

**અર્જુન દેવ**—વલ્લભી રાજ્યનો અડગ ટેકીલો ન્યાયમંત્રી.

**આત્મદેવ**— સાચો નિડર સિદ્ધયોગી.

**વલ્લભદેવ**—વલ્લભી નગરીનો માજી વિલાસી રાજા.

**કાકુશેઠ**—વલ્લભી નગરીનો નરાધમ નગર શેઠ.

**અમરૂશાહ**—સિંધુ દેશનો જવાંમર્દ ઈસ્લામ સમ્રાટ

**પ્રેમચંદ**—કાકુ શેઠનો માનીતો મુનીમ.

**પુનમચંદ**—પ્રેમચંદનો પૂરેપુરો નટખટ ને નફ્ટ નાનો ભાઈ

**છબીલો**—પ્રેમચંદનો નાલાયક નોકર.

## સ્ત્રી પાત્રો.

**પદ્માવતિ**—વલ્લભી નગરીની પ્રતિભાશાળી મહારાણી.

**ચારણી દેવી**—વલ્લભીની એક ધનાઢ્ય ચારણી.

**કમળા**—કાકુ શેઠની સતિ સાધવી સન્નારી.

**કલ્યાણી**—કાકુ શેઠની લક્ષ્મી સ્વરૂપિણી કન્યા.

**કરૂણા**—વલ્લભીપતિની એકની એક વ્હાલયેલી હઠીલી કન્યા.

**પ્રવીણા**—મુનીમ પ્રેમચંદની માનીતી વીણા.

**પાત્રા**—પુનમચંદની પ્રિયતમા.

તદઉપરાંત દેવી સુભગા, દાસદાસી અને સહચરીવર્ગ વારાંગનાઓ બન્ને પક્ષના સૈનિકો પ્રતિહારો વગેરે.



# વસ્તુ વિવેચન અને નમ્ર ૧૦ ..

---

વિશ્વવંદ્ય ઇશ્વરાવતાર ભગવાન રામચંદ્રના નામથી ભાગ્યેજ કોઇ ભારતવાસી અજ્ઞાત હશે. એ સૂર્યવંશી પૃથ્વીપતિ શ્રીરામના જ્યેષ્ઠ પુત્ર લવકુમારે (લવકોટ) લાહોર નગરી વસાવી ત્યાં રાજધાની સ્થાપી. તેની ૬૩ મી પેઢીએ કનકસેન નામનો એક રાજા થયો તે પંજાબમાંથી ગુજરાતમાં આવ્યો અને પરમાર કુળના કોઇ રાજાને પરાજીત કરી વડનગર નામનું શહેર વસાવ્યું તેનાથી ચોથી પેઢીએ વિજયસેન (વલ્લભસેન) નામનો વીરક્ષત્રી પ્રગટ્યો તેણે વિજયપુર વિદર્ભ, અને વલ્લભીપુર એ ત્રણે વિશાળ નગર વસાવ્યા તેજ વલ્લભસેન ઇતિહાસમાં સેનાપતિ ભટ્ટારકના નામથી ઓળખાયો છે. વલ્લભી વંશનો મુળ પુરૂષ તેજ ભટ્ટારક, સૂર્યવંશી ભટારકના એ વલ્લભી વશમાં કુલ ૨૦ રાજાઓ થયા તેમાંનો છેલ્લો રાજા તે આજના પ્રયોગનો નાયક સપ્તમ શીલાદિત્ય.

આ રાજાના વારામાં વલ્લભીપુરનું વિશાળ રાજ્ય નષ્ટ થયું (ઇ. સ. ૭૫૭) અને ત્યાર બાદ ગુજરાત ને કચ્છની વચ્ચે ઝીંઝુવાડા ગામ પાસે હાલના પંચાસરનાં ખડેરો છે ત્યાંજ ચાવડા રાજા જયશિખરે મહાન ગુર્જર રાજ્ય આજથી ૧૨૦૦ વર્ષપર સ્થાપ્યું ત્યાર પછીનો ગુજરાતનો ઇતિહાસ ગુજરાતના સંતાનથી તો ભાગ્યેજ અજ્ઞાત હશે.

"દંત કથા"—ગુજરાતના ખેડા નગરમાં દેવાદિત્ય કરીને વેદ પારંગત બ્રાહ્મણ રહેતો હતો, તેને સુભગા નામની એક બાળ વિધવા પુત્રી હતી બ્રહ્મધર્મ મુજબ તેણી ત્રિકાળ સંધ્યા કરતી

અને સુર્યદેવને દુર્વા તથા પુષ્પ જળનો અર્ધ્ય અર્પતી તેણીની પરમભક્તિ અને પરમ સૌંદર્યથી ભક્તિવશ ભગવાન ભાસ્કરે સંસર્ગ કરતાં તેણીને એક તેજસ્વી ગર્ભ રહ્યો. એટલે હિંદુ સમાજની રૂઢી ..થ સુભગાએ પોતાના કુળને લાંછન લગાડયું ગણી માતા પિતાએ તે અનાથ બાળાને ઘરમાંથી હાંકી કાઢી. પણ "સંસારમાં જેનું કોઇ નહિ તેનો કિરતાર છે" એ ન્યાયે તેનો એક વિશ્વાસુ અને બહાદુર નોકર તે નિર્દોષ બાળાનો સહાયક બન્યો અને તેણીને ક્ષેમ કુશળ વલ્લભીપુરમાં લઇ આવ્યો.

ત્યાં તેણીને બાલક અવતર્યો સુભગાએ સંકટના સાગર વચ્ચે શાન્તિથી બાલકને ઉછેર્યો યુગને યોગ્ય તેને શસ્ત્ર અને શાસ્ત્રનું શીક્ષણ અપાવી સ્વાવલંબી સમર્થ વીર બનાવ્યો પરંતુ તેના સહાધ્યાથી બાલકો તેને વારે વારે "નબાપો" કહીને ખીજવતા, જેથી તેના સાહસી હૃદયપર માઠી અસર થઇ અને માતા પાસે આવી તેણે વીરની હઠ પ્રમાણે પિતાનો પરિચય માગ્યો. સમય અને સંજોગ સમજી ગએલી સુભગાએ સ્વામી સુર્યદેવની પ્રાર્થના કરતાં સુર્યદેવ સ્વયં પ્રગટ થયા. અને "હું તારો પિતા છું" એ શબ્દોથી બાલકને બોલાવ્યો બાદ તેને કેટલીક સીદ્ધી અને અશ્વરથ આપી વરદાન દઇ સતિ સુભગાને સાથે લઇ સુર્યદેવ અંતર્ધ્યાન થયા સૂર્ય પ્રસાદીથી તે વીર બાલક હવે નિર્ભય બન્યો. અને ત્યારથી તે શિલાદિત્ય (શીલ-સદગુણ-આદિત્ય-સૂર્ય) નામથી ઓળખાયો બાદ વલ્લભી રાજવંશના કોઇ માણસને કાંઈ ગુન્હાસર તેણે મારી નાંખ્યો જેથી વલ્લભીપુરનો રાજા તેના પર કોપ્યો અને સંગ્રામ આરંભ્યો તેમાં તે રાજા હણાયો અને સુભગાનો કુમાર શિલાદિત્ય

વલ્લભી સામ્રાજ્યનો સ્વામી બન્યો. એક અનાથ અબળાનો ઝુંપડામાં ઉછરેલો અનાથ બાલક આ રીતે મહાન રાજ્યનો રાજા થયો.

હવે તેના વિનાશના કારણરૂપ કાકુ શેઠની કથા તરફ લક્ષ્ય ખેંચીયે. મારવાડમાં પાલી નામની નગરી હતી તેમાં પાતાળ અને કાકુ નામના બે ભાઇ હતા, પાતાળ ધનાઢ્ય હતો. કાકુ કંગાલ હતો કાકુના કેટલાક દુર્ભાગી કાર્યોથી કંટાળી—આવો દુર્ભાગી મનુષ્ય મારા ઘરમાં રહે તો મારી લક્ષ્મી પણ નાસવા માંડે આવા વ્હેમથી પાતાળે તેને કાઢી મુકયો એટલે કમનસીબ કાકુ એક કોથળામાં પોતાનો કંગાલ ઘરવખરો લઇ વલ્લભીપુર તરફ જીવન નિર્વાહની આશાએ સ્ત્રી સાથે ચાલી નીકળ્યો, વલ્લભીના પાદર પર જેવી તેવી ઝુંપડી બાંધી ભિક્ષાન્દેહીથી દુર્ભાગી દીવસો ગાળવા લાગ્યો.

કાકુની આ કરૂણ હાલતમાં એક સિદ્ધ યોગી તેને મળ્યો કાકુની કંગાલિયત પર તેનો પરાર્થી આત્મા પીગળ્યો અને પવિત્ર પરમાર્થી જીવન ગાળવાની શરતે તેને સુવર્ણ પુરૂષ ( સુવર્ણ મુર્તિ ) સમર્પણ કર્યો. તે સુવર્ણ મુર્તિમાં એ ચમત્કાર હતો કે તેના મસ્તક સિવાયનો જે ભાગ જેટલો કપાય તેટલો નવો ઉત્પન્ન થાય.

જે સમયે શિલાદિત્ય સમ્રાટપદથી વિભુષિત થયો હતો તે પહેલાંજ રાંક કાકુ ભાવી યોગે કોટીપતિ બની ચુકયો હતો—વળી વલ્લભીની એક ઘી વેચનારી ચારણી પાસેથી તેણે ચિત્રકવલ્લી છીનાવી લીધા ઉપરાંત એક સિદ્ધ સાધુની થાપણ મુકેલી સિદ્ધરસની તુંબી પણ તેણે છળ કપટથી પડાવી લીધી લક્ષ્મીનાં આ ત્રણ સમર્થ સાધનોથી કાકુ આખા ભારતનો એક બીનહરીફ ધનકુબેર બન્યો વલ્લભીનો સિંહાસનપતિ શીલાદિત્ય અને બીજો રાજા કાકુ—તેમજ

વલ્લભીપતિ તથા નગરીના વિનાશનું કારણ પણ આ કાકુ—અને તેની કન્યા માટે બનાવેલી રત્નજડિત કેશમાર્જની.

દંતકથા વિશેષ જણાવે છે કે વલ્લભીના વિનાશનું બીજું કારણ ધુડીમલ નામના એક સાધુનો શ્રાપ પણ છે જેનો ઉપયોગ પ્રયોગમાં આવતા સાધુ આત્મદેવથી કરી લેવામાં આવ્યો છે જેથી એ ઘટનાપર વધુ વિવેચન આ સ્થાન પર ઇષ્ટ નથી શીલાદિત્ય અને કાકુ બન્નેના વિનાશનું કારણ કેશમાર્જની હો યા સાધુનો શ્રાપ હો અગર વલ્લભીનો કાળ કાકુ પોતે હો—ચાહે તે હો પણ સત્ય વાત એ છે કે તેઓ લક્ષ્મીનો મદ જીરવી શક્યા નહિં-એક સરખી કંગાલિયતમાંથી એક સરખી રીતે બન્ને જણા સત્તા સંપતિ અને શક્તિના સ્વામી બન્યા-પણ તેનો સદુપયોગ ન કરી શક્યા, તેથીજ વિનાશ પામ્યા એ મહાન ઉપદેશના હેતુ પરજ આ પ્રયોગનો જન્મ છે શીલાદિત્યનો ગુન્હો કેવળ એટલોજ કે રાજા થઇને રાજ ધર્મ ચુક્યો ને કન્યાની હઠને ખાતર કાંસકી જેવી ક્ષુદ્ર ચીજ માટે કાકુને સંતાપ્યો.

જ્યારે કાકુ તો સર્વાંશે ગુન્હેગારને જવાબદાર છેજ તેની સ્ત્રી તથા કન્યાએ લક્ષ્મીના મોહથી દુર રહેવા તેને વારે વારે ચેતાવ્યો પરંતુ તે વધુને વધુ પાપના કાદવમાં ખરડાતો ગયો ને વિનાશના મુખમાં હોમાયો.

લક્ષ્મીના ખોટા મદથી મનુષ્ય નાશ પામે છે તે સાથે બાલકોના ન્હાના ન્હાના કજીયાઓ મોટાંઓ માથે લે છે તો તેમાંથી ઘણીવાર વિનાશનાં બીજ પ્રગટે છે-કરૂણા અને કલ્યાણીની કાંસકીની તકરાર મહારાણી પદમાવતિની ઉપદેશ વાણી મુજબ શીલાદિત્યે ત્યાંજ દાબી દેવાની જરૂર હતી. છતાં કરૂણાની બાલ હઠને ઉત્તેજન આપી કાકુ

સાથે વિખવાદ કર્યો અને બાલકો વચ્ચેનો ક્ષુદ્ર કજીયો ભયંકર રાજદ્વારી સ્વરૂપમાં પલટાઇ વલ્લભીવિનાશનું કારણભૂત બન્યો ગરીબમાંથી તવંગર થતાં પાછલી ગરીબાઇને અને ધર્મનીતિ ન્યાયને ચૂકી જનારાં મનુષ્યો તેમજ બાલકોના ક્ષુદ્ર ઝગડાને માથે લઇ રાજદ્વારમાં હજારો રૂપિયા રેલાવનાર યા લડીવડી પાયમાલ થનારાં મોટેરાંઓ (વડીલો) આ વિનાશકારી તત્વથી વેગળાં રહી સમાજમાંથી ઝેર વેરને કુસંપનો એટલો કચરો પણ નષ્ટ કરશે તો પણ દેશને એથી ઘણો લાભ છે. વિશેષમાં

**अन्यायौं पार्जितं द्रव्य दश वर्षाणितिष्टति**
**प्राप्त एकादशे वर्षे समुलंच विनश्यति**

એ શાસ્ત્ર વાક્યથી સર્વ મનુષ્ય સાવચેત રહી સન્માર્ગે લક્ષ્મી પ્રાપ્ત કરી તેનો સદુપયોગ કરવા પ્રેરાય એ મહાન ઉપદેશના સમાવેશનો હેતુ સાચવવાને ખાતર પ્રયોગને નિર્દોષને બોધક બનાવાની ઇચ્છાથી કેવળ ઇતિહાસનેજ વળગી ન રહેતાં દંતકથાનો આશ્રય ખાસ લીધો છે ને તે હિસાબે માજી રાજા વલ્લભદેવ કલ્પનાનુંજ પાત્ર છે જ્યારે શીલાદિત્ય—કાકુ—ચારણી મંત્રી વગેરે ઐતિહાસિક પાત્ર છે.

આજથી દોઢ બે વરસની વાતપર આ વસ્તુ બે અંક સુધી બીજા સ્ટેજને વાસ્તે તૈયાર કરેલી ત્યારે મને ખ્યાલ પણ નહોતો કે મર્હુમ-સાક્ષરરત્ન ડાહ્યાભાઇ ધોળશાજીની પ્રિય અને પવિત્ર રંગભૂમિપર વિશ્વનિયંતા આ વસ્તુ ખેચી જશે "મનુષ્ય ધારે છે કાંઇક તો કુદરત કરે છે કાંઇક એ વાત વિશ્વવિદીત અને અનુભવ સિદ્ધ છે.

આજ સુધીના મ્હારા તમામ પ્રયોગોમાં કેવળ પ્રયોગ રચવાની એકજ જવાબદારીને માથે લીધેલી છે જ્યારે આ પ્રયોગ સ્ટેજ કરવાની ભારે જવાબદારી પણ આ વખતે મારે શીરે આવેલી છે જેથી મારા કાર્યમાં કાંઈપણ ક્ષતિ દેખાય તો હું અગાઉથી પ્રેક્ષક મહાશયોની સહાનુભુતિ યાચું છું.

સારા ડાયરેકટરની સહાયને અભાવે એક બાજુથી પ્રયોગ રચવાની અને બીજી બાજુથી પ્રયોગના નાયક (શિલાદિત્ય)ની સહાયથી તેને સ્ટેજ કરવાની જવાબદારી વચ્ચે અનંત ઉપાધિસાગરમાં સંડોવાયા છતાં કરૂણાનિધાને પ્રયોગની નૌકા ટુંક સમયમાં કિનારે લાવી પ્રેક્ષક બંધુઓની સેવામાં રજુ કરાવી છે એ કેવળ દયા સાગરની અનંત દયાનુંજ ફળ છે. એક લેખકની ફરજ પ્રયોગનો આખો લેખ કવિતાઓ સાથે સંપુર્ણ લખી આપવા પુરતી છે જ્યારે તેને સ્ટેજ કરવાની તમામ ફરજ ડાયરેકટરને માથે હોય છે. પરંતુ આ પ્રયોગ સ્ટેજ કરવાની અનિચ્છનીય ફરજ મારે માથે આવતાં અનંત કાળથી મ્હારા હૃદયમાં રમ્યા કરતી એક મજબુત શંકાનો મને અનુભવસિદ્ધ પુરાવો મળી ગયો છે કે–લેખક પ્રયોગ રૂપી આખી ઈમારત સાંગોપાંગ તઇયાર કરીને રંગ ભુમિપર રજુ કરે છે જ્યારે ડાયરેકટરને માટે તે ઈમારતને ફરનીચર અને રંગ રોશનથી ભપકાદાર બનાવવાનું કામ બાકી રહે છે. પ્રયોગ રૂપી તે ઇમારતનું ફરનીચર અને રંગ કાર્ય પણ તેઓને પોતાના પદરથી કરવાનું નથી હોતું પરંતુ કંપનીના માલેકોના ખરચે હોય છે. મતલબ કે એક પ્રયોગ સ્ટેજ થતાં ડાયરેકટરોને 'શ્રમ સિવાય" કશું ગુમાવવાનું નથી હોતું જ્યારે લેખકે પોતાના

માનસિક અને શારીરિક ભોગે તયાર કરેલી આખી ઇમારતજે કાંઇ મળે તે પેટે સદાને માટે ગુમાવવાની હોય છે,

બીજી ભાષાઓના લેખકોની તુલનામાં ગુર્જર લેખકો થોડે લાભે ઘણો ભોગ આપી રહ્યા છે અને આપ્યાં કરશે મારી ઇચ્છા કેવળ એજ છે કે એથી પણ વિશેષ ભોગ આપતાંય હરકોઈ પ્રકારે અમારી ગુર્જર રંગભુમિ દિનપ્રતિદિન ઉન્નતિ પામે, પ્રેક્ષક મહાશયો સહાનુભુતિથી તેની કદર કરે અને કરૂણા સાગર કિરતારની તેના પર કાયમ કૃપા દ્રષ્ટિ રહે. એજ મારી મંગળ વાંચ્છના પરમ કૃપામય પરમાત્મા પ્રાણી માત્રનું કલ્યાણ કરો.

સંવત ૧૯૮૩ ના વૈશાખની પુર્ણિમા
ભાંગવાડી, પ્રીન્સેસ થીએટર,
કાલબાદેવી રોડ—મુંબઇ.

લી૦ કવિ,
ગૌરીશંકર આશારામ
વૈશટી.
શ્રી દેશી નાટક સમાજ.



# "વલ્લભાપતિ નાટકનો ટુંક સાર."

## અંક ૧ લો.



સુત્રધારની નાન્દી પ્રાર્થના અને બાળાઓ દ્વારા વસ્તુ વિવેચન.

### પ્રવેશ ૧ લો–સ્થળ—સાગરતીર અને સમીપનો રમ્ય પ્રદેશ.

ચંદ્રાવતીની રાજકુમારી પદમાવતી યાત્રાર્થે નીકળી છે અને વલ્લભીનગરીની પ્રસિદ્ધ ચારણી દેવીને ત્યાં ઉતરી છે સખી વર્ગ સાથે સાગર સ્નાનાર્થે આવતાં માતાની યાદગીરીનો અમૂલ્ય મૌક્તિક હાર ગુમાવી બેસે છે. વ્યાયામને વાસ્તે સાગર તીરપર ફરવા નીકળેલો યુવક શીલાદિત્ય તે મુલ્યવાન હાર જડી આવતાં તેના માલીકને પાછો સોંપવા આવી પડે છે. ગુમાવેલો હાર મળી આવે છે અને તે સાથેજ કુમારી પદમાવતી હૃદય ગુમાવે છે, દરમ્યાન વલ્લભી નગરીનો વીલાસી રાજા વલ્લભદેવ તે રમણિક સ્થાનમાં વિલાસને વાસ્તે રંગ મહેલ બંધાવવાના પ્લાન સાથે રજુ થાય છે, નિરાધાર શીલાદિત્યને તે સ્થાનપરેની તેની ઝુંપડી છોડી ચાલ્યા જવા બળાત્કાર અજમાવાય છે પણ ન્યાયમંત્રી અર્જુનદેવના પ્રભાવથી શીલાદિત્ય બચી જાય છે અને વલ્લભદેવ તેને "ન બાપા છોકરા સંભાળજે..."

એમ મેણું મારી ચાલ્યો જાય છે નબાપો એ શબ્દ સાંભળતાંજ શીલાદિત્ય પોતાના માતા સુભગા પાસે પિતાનો પરિચય માંગે છે તેટલામાં તેના સતિત્વબળે ભગવાન સુર્યદેવ પ્રગટ થાય છે. શીલાદિત્યને અશ્વરથ વગેરેની સિદ્ધી આપી સુર્યદેવ અદ્રશ્ય થાય છે —ટેબ્લો—

**પ્રવેશ ૨ જો**–કંગાળ હાલતમાં કેવળ કીરતારનાં ગુણગાનમાં મસ્ત રહેતા પ્રેમચંદની ભકિતથી એક ભવ્ય સાધુ તેને શ્રીમાન બનાવે છે, એટલે ગરીબોને હડધુત કરનારા તથા પૈસાદારની ખુણે ખાંચરેથી પણ સગાઇ શોધી કાઢનારા નાતીલાઓ તેને અભિનંદન આપવા આવે છે પ્રવીણાં નામની રૂપસુંદરી સાથે તેને પરણાવે છે અને ભકિતમાન પ્રેમચંદ શ્રીમાન થતા ભકિતને ભૂલી શકિત સમ્પત્તિને સુંદરીનો પૂજારી બને છે.

**પ્રવેશ ૩ જો**–દુર્ભાગયને દોષ દેતો કાકુ પોતાની સ્ત્રી કમળા અને દુધપીતી કન્યા સાથે ભયાનક ભુખમરાનું સંકટ વેઠી રહ્યો છે દરમ્યાન રાજ્યમાંનાં રૂપ સુંદર રમણી રત્નોનો શિકારી વલ્લભદેવ આવે છે દાંભિક યુકિતથી કમળાને ફસાવે છે પણ કુલીન રમણી કમળા કંગાલિયતમાંય પોતાનો શીયળ ધર્મ બચાવે છે–બાદ મુઠ્ઠી અનાજની આશાથી ભીખ માંગવા ગએલો કાકુ પાછો આવે છે રાજ સૈનિકો તે કટુંબપર સીતમ વરસાવે છે પણ એક સિદ્ધ યોગી આવી લાગી તે અત્યાચાર અટકાવે છે અને યોગ સાધનથી કાકુને સુવર્ણપુરૂષ આપીને સમજાવે છે કે

દીધુ અખંડિત દ્રવ્ય મેં તે દાનમાં દેજે,
વૈભવ વિલાસો વિશ્વ કેરા ભોગવી લેજે.
ધનવાનના ધનમાલ પદ કંગાલ કેરી આશ છે,
ઉપભોગ કરજે દાનમાં નહિ તો સમજજે નાશ છે.

પણ લક્ષ્મીની માયાનો અંગમાં રંગ લાગતાંજ,

યોગીજ હોમી દઉં હવે આ ચમત્કારી કુડમાં,
તો એકસો કોટી પતિ થઉં હુંજ ભરતખંડમાં.
ભોગવી કંગાલીયત મેં આટલાં વર્ષો લગી,
પણ આજથી આ જગતને જુદી બતાવું જીંદગી.

એ વિચારોથી કૃતધ્ની કાકુ તે પરાર્થી યોગીનેજ અગ્નિકુંડમાં હોમી દે છે.

**પ્રવેશ ૪ થો–શીલાદીત્યનો સુર્ય મહાલ્ય** શીલાદિત્ય સુર્યદેવે સમર્પેલી સિદ્ધિના બળથી સમ્રાટ સરખુ એશ્વર્ય ભોગવી રહ્યો છે ત્યાં ચારિણીદેવી પ્રવેશે છે અને પદમાવતી સાથે તેનો હસ્તમેળાપ કરે છે જ્યારે ગઇ કાલનો કંગાલ બાળક આજ પોતાની હરીફાઇ કરે એ વાત રાજા વલ્લભદેવથી સહન થતી નથી જેથી તે શીલાદિત્યનો નાશ કરવા સૈનિક સાથે આવી લાગે છે. ન્યાય મંત્રી તેને વીરતાથી વધાવી લે છે અને રાજવીને યોગ્ય ગુણ સંપન્ન શીલાદિત્યને સમ્રાટ બનાવાની ભીષ્મ પ્રતિજ્ઞા લે છે.

**પ્રવેશ ૫ મો–કાકુશેઠનો મહાલય** જીંદગીભર કંગાલિયત ભોગવી અકસ્માત સુવર્ણ પુરૂષ સંપાદન થતાં શ્રીમાન બનેલો કાકુશેઠ હવે લક્ષ્મીના સંસર્ગથી રીઢો બની જાય છે, પોતાની ગરીબીમાં પોતાને સતાવનારા સંસાર પ્રત્યે ક્રૂર બની જાય છે–સંજોગ પણ તેવોજ બને છે કે એક સમયપર તેની ગરીબીમાં તેને સતાવનારો રાજા વલ્લભદેવ પોતાના રાજભંડારનું તળીયું દેખાતાં શ્રીમાન કાકુશેઠને "નગરશેઠ" ની પાંચ અક્ષરની પદવી દઇ પાંચ લાખ રૂપીઆ પડાવી જાય છે, સાપને ઘેર સાપની પરોણાગતનો પ્રસંગ પ્રત્યક્ષ નજરે થાય છે બાદ સાધુ આત્મદેવ પોતાની સિદ્ધ રસથી ભરેલી તુંબી કાકુશેઠને ત્યાં થાપણ તરીકે મુકી જાય છે.

**પ્રવેશ ૬ ઠો**—પ્રેમચંદના મકાનનો એક ખંડ-પુનમચંદ તથા પન્નાનો પરણ્યા પછીની પહેલી રાતનો સંતાપજનક શૃંગાર પન્નાએ માંગેલા ચંદનહારથી પ્રવીણાના હૃદયમાં જાગેલો ઈર્ષાનો અંગાર સ્ત્રી ખટપટનો સાચો ચિતાર; અને પુનમચંદ ત્યાં પન્નાને ઘરમાંથી વિદાય હિંદુસંસારના અવિભક્ત કુટુંબમાં કલેશને ઝેરવેરની લાગતી હાયવરાળનો આબાદ નમુનો.

**પ્રવેશ ૭ મો—વલ્લભીરાજ દરબાર**—અંગત મોજ શોખને માટે નવનવા રાક્ષસી વેરાથી રઇયતને રંજાડી પ્રજા શરીરના લોહીનું છેલ્લામાં છેલ્લુ બુંદ ચુસી રહેલા રાજા વલભદેવ સામે સંસાર ત્યાગી સાધુ આત્મદેવનો આત્મભોગ અને ન્યાય મંત્રી અર્જુન દેવનો પુણ્ય પ્રકોપ-રાજાના અનંત કાળના જુલ્મ સામે રઇયતના પ્રતિનિધિ તરીકે અર્જુન દેવ અને શિલાદિત્યની સમશેરો ખેંચાય છે ભીષણ રણ રંગમાં વલ્લભદેવ મરાય છે. અને અર્જુન દેવની પ્રતિજ્ઞા મુજબ સુર્યનંદન શીલાદિત્ય વલ્લભી સામ્રાજ્યનો સ્વામી થાય છે. —ટેબ્લો.

**અંક પહેલો સમાપ્ત.**



# અંક બીજો.

---

## પ્રવેશ ૧ લો—કાકુ શેઠનો ભવ્ય મહાલય.

લક્ષ્મીનાં પગલાં થતાં શાન્તિ સઘળી જાય,
લોભ અને લાલચ મળી કાચા કોરી ખાય.

એ કમળાના શબ્દો સિદ્ધ કરી રહેલો કાકુ આત્મદેવની સિદ્ધ રસવારી તુંબી છીનાવી લે છે ને ભોળા સાધુને કૃતિમ તુંબી પકડાવી દે છે. અને કમળા તથા કલ્યાણીની ઉપદેશ વાણીની લેશે પણ દરકાર ન કરતાં લોભિયો લક્ષ્મીપતિ લુચ્ચાઇથી ચારણીની ચિત્રકવલી પણ છીનાવી લે છે જીવનધન ચિત્રકવલી હરાઇ જતાં હતાશ બનેલી ચારણી તેને શાપ આપી વેરનો બદલો લેવા વિદાય થાય છે.

**પ્રવેશ ૨ જો શિલાદિત્યનો મહેલ**—સાધૂ આત્મદેવ કૃત્રિમ તુંબી બદલાવી કાકુએ તેને કુટિલતાઇથી હાંકી કાંઢતાં નિરાશ સાધુ સમ્રાટ શિલાદિત્ય પાસે ન્યાય માગે છે પરંતુ કાકુ જેવો કોટિપતી કંગાલ સાધુની નિર્માલ્ય તુંબીની ચોરી કરે એ વાત ભાગ્યેજ કોઇ માની શકે, સાધુની ફરિયાદ સાબીત ન થતાં શીલાદિત્ય તેને આવતી કાલના દરબારમાં ન્યાય માટે આવવા ફરમાવે છે. પણ જેવી રાજ હઠ તેવીજ યોગ હઠ-હઠીલો સાધુ ત્યાંજ ઇન્સાફ માગે છે શીલાદિત્ય

તેને તિરસ્કારે છે. શિલાદિત્યની રાજ હઠ સામે આત્મ દેવની યોગ હઠ પણ હરિફાઇ પકડે છે પરિણામે આત્મદેવ શ્રાપ દે છે કેઃ—

અધર્મ અન્યાયનો અંતે નક્કી નાશ.
થાશે એકજ વર્ષમાં વલ્લભીરાજ વિનાશ.

**પ્રવેશ ૩ જો પ્રેમચંદનું મકાન—**મુની પ્રેમચંદ ચક્કર મગજના છબીલાને નોકરીમાં રાખે છે, અને પુનમચંદ પન્ના સાથે ફરીથી યુકિત પુર્વક ભાઇના ઘરમાં જગા લે છે.

**પ્રવેશ ૪ થો કાકુ શેઠનો મહાલય—**કાકુ પરનું વેર લેવા માટે ચારણદેવીએ પુરૂષ સ્વાંગ લીધો છે. બાળ વિદ્યાના બળથી રાજકુમારી કરૂણાને સિંહના હુમલામાંથી તેણે બચાવેલી જેથી રાજા શિલાદિત્યે તેને વલ્લભી રાજ્યના સેનાપતિની પદવી આપી છે. કલ્યાણસિંહ નામધારી તે સેનાપતિના શૌર્યપર કલ્યાણી રીદા થઇ છે અને માતા પિતા પાસે તે બાણાવળીના બેહદ વખાણ કરી રહી છે ત્યાંજ કલ્યાણસિંહ (બાણાવળી) કાકુ પાસે આવે છે. બાદ કલ્યાણીની કેશમાર્જનીમાં જડેલા મણીનો ત્યાગ કરવા કમળા કાકુને સમજાવે છે કમળાના હિતોપદેશને કાકુ હાંસીમાં ઉડાવી પેઢીપર સિધાવે છે. બાદ રાજકુમારી કરૂણા આવી કલ્યાણી પાસે કેશમાર્જનીની માગણી કરે છે અને રાજબાળા તથા શ્રીમાન કન્યા વચ્ચે ચકમક ઝરે છે. કમળાએ કહેલો અપશુકનીયો હીરો અહીંથીજ પોતાના સર્વ નાશી પ્રભાવની શરૂઆત કરતો નજરે પડે છે.

**પ્રવેશ ૫ મો. શિલાદિત્યનું સભાસ્થાન**—કલ્યાણીથી છેડાચલી રાજકન્યા કરૂણા અપમાન ન સહન થવાથી આત્મહત્યાનો પ્રયાસ કરે છે, રાજા શિલાદિત્ય તેને અટકાવે છે અને કાકુ પાસેથી કાંસકી મંગાવી લેવા જણાવે કાકૂ કોઇ પણ ભોગે કેશમાર્જની નહિંજ આપવાની હઠે ચડે છે. રાજા રાજબળ ચલાવે છે પણ ચાલાક કન્યા કલ્યાણી અકસ્માત આ પ્રસંગે ધસી આવે છે. અને કરૂણાના હસ્તામાં કેશમાર્જની પકડાવી પિતાના પ્રાણ બચાવે છે. ટેબ્લો.

**પ્રવેશ ૬ ઠો પ્રેમચંદનું મકાન**—દેરાણી જેઠાણી વચ્ચે સંસારીક તડામાર-બીન કેળવાયલા બીન સંસ્કૃતિવાળા બૈરાંઓ રાંધ્યા રખડાવે છે વગર ઇચ્છાએ એકાદશી કરાવે છે, તેનો સાચો ચિતાર અને મુનીમ પ્રેમચંદે કાકૂ શેઠના ઘરમાં હાથ મારેલો તેથી કાકૂ શેઠે તેની તમામ મિલ્કત હજમ કરવાનો કરેલો નિરધાર.

**પ્રવેશ ૭ થો વલભીનું ઉપવન**—રાજથી અપમાન પામેલા કાકૂએ વલ્લભી નગરીમાંથી પોતાની તમામ મિલ્કત ઉઠાવી દીધી છે અને જીર્ણ દુર્ગના નિર્ભય સ્થાનમાં મોકલાવી દીધી છે. રાજ્ય સામેના વેર વિદ્રોહમાં પોતાનું કદાચ અનિષ્ટ થાય એ ભયથી કાકૂ કલ્યાણી સાથે કલ્યાણસિંહના ( ચારણીના ) તાત્કાલીક હસ્ત મેળાપ કરી દઇ ઘર જમાઇ બનાવી લે છે અને સિંધુ દેશના સુલતાનની સ્હાયથી વલ્લભીપતી સામે વેર લેવાનો નિર્ણય કરે છે ઉપવનમાં

કલ્યાણી અને કરૂણાનો અચાનક ભેટો થાય છે પાછલાં વેર જાગૃત થાય છે અને કરૂણા રાજસ-તાથી કલ્યાણીને મ્હાત કરવા ચ્હાય છે પણ મહારાણી પદ્માવતીની ઉદારતાથી કલ્યાણી બચી જાય છે બાદ ડાકુ પોતાના આરબ સૈનિકો સાથે આવી લાગે છે તથા રાજકુમારીને ઘેરી લે છે. અને તેઓના બચાવ માટે સાધ્વી કમળા સ્વામીના ચરણમાં પોતાના પ્રાણનો બલી દે છે. મંત્રી વગેરેને આવતા જોતાં ગંફલતનો લાભ લઇ ડાકુ કરૂણાને ઉપાડી સિંધુ દેશને માર્ગે સંચરે છે.

ટેબ્લો

## બીજો અંક સમાપ્ત.



# અંક ૩ જો.

---

**પ્રવેશ ૧ લો—નીરલકોટમાં સુલતાન અમરૂશાહની શીબીર** વલ્લભીપુરમાંથી કરૂણાને ઉપાડી નાસેલો કાકુ સુલતાન અમરૂ પાસે આવે છે અને એક કરોડ સુવર્ણ મુદ્રાથી તેને વલ્લભી રાજ્ય પર સવારી કરવાને લલચાવે છે, બાદ કરૂણાની સોંપણી સુલતાનને કરવામાં આવે છે પણ વીરબાળા કલ્યાણી ગાનારીના સ્વાંગમાં આવી કરૂણાને અધોગતિમાં ઉતરતી અટકાવે છે. અને કલ્યાણસિંહ, કાકુ તથા સુલતાનને હાથ તાળી આપી કલ્યાણી તથા કરૂણાને ક્ષેમકુશળ બચાવી લઇ વલ્લભીની વાટે સીધાવે છે. ટેબલો

**પ્રવેશ ૨ જો—અર્જુનદેવનું મંત્રણાગૃહ**—પોતાની રક્ષા વાસ્તે અગાઉથી યુક્તિ ગોઠવી લઇ નિર્ભય બનેલો કાકુ મંત્રીને ફોડવા આવે છે પણ ટેકીલો મંત્રી તે દેશદ્રોહીપર દારૂણ તીરસ્કાર વરસાવે છે. કાકુ તેના તિરસ્કારની કાંઇજ દરકાર ન કરતાં અગાઉથી મેળવેલા વચનને આધારે સલામત શરીરે ચાલ્યો જાય છે, બાદ સુયરથને અપવિત્ર કરનાર કુલાંગારને શોધતો વલ્લભીપતિ રજુ થાય છે અને મંત્રીના વર્તનપર તેને સંદેહ ઉત્પન્ન થાય છે. રાજા અને મંત્રી વચ્ચેનો વીખવાદ રાણી પદમાવતી નષ્ટ કરે છે, દરમ્યાન શત્રુ સૈન્ય કિલ્લો તોડવાના સમાચાર મળતાં શિલાદિત્ય મુંઝાય છે રાણી સગર્ભા હોવાથી તેને છુપે સ્થાનકે સત્વર મોકલવા ચાલ્યા છે. અને મંત્રી અર્જુનદેવ જાણે અજાણે થયેલા રાજદ્રોહનો ડાઘ રાજ વંશની રક્ષાથી ધોઈ નાંખવા તૈયાર થાય છે.

**પ્રવેશ ૩જો-પ્રેમચંદનું મકાન**-પરમાર્થે ઉપયોગ કરવા યોગીએ આપેલી લક્ષ્મીનો દુરૂપયોગ કરનારો પ્રેમચંદ, હતો તેવો ને તેવો મુફલીસ હાલતમાં આવે છે, પુનમચંદ તેને ધીરજ દે છે. કુટુંબનું પોષણ કરવાની જવાબદારી પોતાને માથે લે છે અને પ્રેમચંદ, હવે સાચી ફકીરી સ્વીકારે છે.

**પ્રવેશ ૪ થો-યુદ્ધભુમી**-શત્રુના પ્રચંડ દળ વચ્ચેથી આંગના ગોળાની માફક મંત્રી અર્જુનદેવ મહારાણી સાથે નીકળે છે સુલ્તાન તેને રોકવા માટે સૈનિકોને હુકમ કરે છે. પણ મંત્રીની વીરવાણી અને પ્રલય સરખો પ્રતાપ દેખી શત્રુ સૈન્યમાં ગભરાટ ફેલાય છે. તેટલામાં મહારાણીને લઇ મંત્રી ચાલ્યો જાય છે. એ અણીને પ્રસંગેજ સઇન્ય સાથે વલ્લભીપતિ હાજર થાય છે. ભીશણ રણ સંગ્રામમાં વલ્લભીપતિ હણાય છે કાકુ સરખી એકજ દેશ દ્રોહીના દગાથી વિશ્વપરની વૈકુંઠ સરખી વલ્લભી નગરી પરદેશી સૈનિકોને હાથે લુંટાઇને પાયમાલ થાય છે છતાં વેરની જવાળાથી પ્રજળતો કાકુ વલ્લભીપતિની અનાથ કન્યા કરૂણાને કતલ કરવા તૈયાર થાય છે ત્યાંજ ખામોશ—

દેશદ્રોહી નાગ કાળો દેશને ડંખી ગયો,
જનેતા આ જન્મભુમિ છેક તું ભરખી ગયો.
વિના કારણ વલ્લભીના હણાવ્યા નરનારને,
જા હવે સંભાળ તું જીવત નર્કાનારને.

એ ગર્જના સાથે કલ્યાણસિંહ (ચારણી) પ્રગટ થાય છે, કાકુ કેદ પકડાય છે. ટેબ્લો.

પ્રવેશ ૫ મો-વલ્લભી નગરી—સંગ્રામમાં વિનાકારણ હણાયલા સ્વામીની રાતે પાણીએ રડી રહેલી નિરાધાર વિધવાઓ સાથે ચારણી દેવી કેદી કાકુને લઇ રજુ થાય છે સર્વાનુમતે કાકુના શિરચ્છેદનો ઠરાવ થતાં અને સુવર્ણપુરૂષ ચિત્રકવલ્લી તથા સિદ્ધ-રસની તુંબી વગેરે અનીતિથી ઉપાર્જન કરેલાં લક્ષ્મીના માયાવી સાધન નજર સામેજ નષ્ટ થાય છે એ પશ્ચાતાપની સાથેજ કાકુનો પ્રાણ દીપક બુઝાઇ જાય છે એટલુંજ નહી પણ સાથે વલ્લભી નગરીપર સાગરના વિશાળ પાણી ફરી વળે :છે આગ અને જવાળા-મુખથી એ જાહોજલાલીવાળી નંદન વનની વાડી વેડફાઇને રાખ થઈ જાય છે. સાધુ આત્મદેવના યોગ બળથી અચળેશ્વરના શિખર પર કરૂણા કલ્યાણી અને ચારણી બચી જાય છે કરૂણાના કાલા-વાલાથી સાધુ પોતાના સિદ્ધ બળથી મંત્રી અને મહારાણીનાં દર્શન કરાવે છે—બાદ—

શીલાદિત્યનો પુત્ર આ ગુહાદિત્ય સમ્રાટ,
તેનો વંશ જગદપતિ બાપ્પા રાવળ આજ.

સાધુની એ ભવિષ્ય વાણી સાથે મહારાણી પદમાવતી ને મંત્રી અર્જુનદેવના હસ્તમાં વલ્લભીપતિના પુત્ર ગુહાદિત્યના દર્શનની દિવ્ય શાન્તિ સાથે અમારો આજનો પ્રયોગ પરમદયાળુ પરમાત્માની પરમ કૃપાથી સમાપ્ત થાય છે.

# ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ ! ! !



ૐ

શ્રી ગણેશાય નમઃ

# વલ્લભીપતિ નાટકનાં ગાયનો.



## સુત્રધારની નાન્દી પ્રાર્થના-મંગળાચરણ.

વંદુ વિશ્વતાત બ્રહ્મસ્વરૂપ સાંબ શીવ,
પારબ્રહ્મ પ્રાણુવંતા પ્રણુતપાલ પ્રણમામિ
સુખદ સદન સુરેશહર, જીવશીવસામ્બહર
અખિલેશ્વર આશ્રયદે શુભ આશીષ આપ મને
ૐ શ્રીહરી તું અભયવર નટવર કર વિજય વિપદ વિઘ્નહરણુ વંદુ
પ્રિયતમ પ્રિયકર પરબ્રહ્મ છો પુનીતકર વિશ્વધર સાંબહર
વર પ્રદ વિભુ વિઘ્ન હર શ્રીવર શંકર ધરો વરદકર

બાસાઓ—જાણી જાણી જાદુ કરનારી સાગર સુકુમારી
લક્ષ્મીદેવીના દિવ્યપાશમાં દુનિયાં આખી ડુલે
કાકુ સરખા કંઇક કુબેરો સાન ભાન પણુ ભુલે
દુનિયાં આખી ધનના લોભે ધર્મ કર્મને ત્યાગે
લાખપતિ અને કોટીપતિ પણુ ધનની ભુખ ન ભાંગેરે

સખીઓ— ૧

ધીરી ધીરી મંદ કેવી, સખીરી સુગંધ ક્યાં આવે
જલતરંગ સુરંગ ખેલે પુલરંગ બેરંગ ઝુલે
સરિતા સ્વામિની બલિહારી ઉર આનંદ ભરે

**પદમાવતી**—જેવા સાગરતીરમાં જલતરંગ છલકાય
તેવા મારા અંગમાં મન મોજાં અથડાય

સખી— ૨

સજની મોરી કરીએ નહીં કદી પરદેશીની પ્રીત,
જોઇ વિચારી દીલડું દઇએ ન્યારી પ્રીતની રીત–જુઠી.

**પદમા**—હૃદય વીણાના તાર તુટયાને સ્મરના શર ઉર વાગ્યા,
**સખી**—તનમન સોપ્યું તરૂણી તારૂં સાન ભાન ક્યાં ભાંગ્યા ?
**પદમા**—આંખો ક્યાંથી મળી રસિકની મોહબાણ મને વાગ્યાં
**શીલાદીત્ય**(ભાગ્યદેવીનાં દરશન ફળીયાં) ભાગ્ય અમારાં જાગ્યાં

પ્રેમચંદ— ૩

જરી દયા ધરમ નથી મનમાં, મુખડું શું દેખે દરપણમાં
દોડી દોડી દ્રવ્ય કમાયો રાત દીવસ મન ધનમાં
દશ દરવાજા બંધ થશે પછી મનની રહેશે મનમાં

# અંક ત્રીજો.



કલ્યાણી—                    ૨૧

હાંરે જુઠી જુઠી ! જહાંકી યે માયા. !
                    માયા જહાંકી જુઠી જુઠી—રે
ફસે માયામેં મુરખ ગુમાની !
કરે બેર બિરોધકી નાદાની—રે
જર જોરૂ જુવાની સબ ફાની
ફાલી ફુલી ફના હય જીંદગાની—રે.

પન્ના—                    ૨૨

રસીકજી રંગીલા છેલાં
રસભીનાં તારા છે નયનીયાં મારા '
પાટણનાં પટોળાં લાવો હીરા '
અતલસ અમદાવાદી પહેરી '

સુરતી જરીઅન સાડી સોહે ઝાંઝરનો ઝણકાર
તસતસતી ચોળી સીવડાવો મ્હારા હૈયા હાર,

પ્રેમ— ૨૩

ખાલી હતાને ખાલી થયા ભાઇ બાકી રહ્યું એહીં કાંઇ ન
ખોટી છે માયા ખોટી આ કાયા ખાલી ફૂલાયા કાંઇ ન

જુઠની બાજી છે બધી આ નામ નીશાની કાંઇ નહીં
કાળની માયા વાદળ છાયા વીતી જવાની કાંઇ નહિં
જર જોરૂ ને જોબન જીવન ખાખ થવાનું કાંઇ નહિં
પંચ ભુતોનો પિંડ અરે આ રાખ થયો કે કાંઇ નહિં.

